# નીતિસૂત્ર માળા.

सत्य अर्थ सज्ज थाओ,
विजय वावटो उडावो:
वीर धर्मथी धरा सदा धुजावीये.

श्रीयुत ललित.

પ્રકાશક,
મેસર્સ મેઘજી હીરજીની કુંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
૫૬૬, પાયધુની મુંબઈ.



અમદાવાદ.
શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૦-૨-૦.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

## ( રાગ કલ્યાણ. )

પ્રિયતમ પ્રભુ નમીયે આપને,
જપીયે [1]પાવન તમ જાપને. પ્રિયતમ.
જ્ઞાનદીપક હૃદયે પ્રકટાવી,
પૂર્ણ પ્રજાળો પાપને. પ્રિયતમ.
બળ સાગર રગરગ બળ રેડો,
નસનસ ચો નીતિ છાપને. પ્રિયતમ.
[2]આપ વદન શશી ગ્રહેવા મથતાં,
માંજે અમમન આપને[3] પ્રિયતમ.
અમ અંતર દમનાં કુવિચારો,
પાત્ર થઇને તમ [4]શાપને. પ્રિયતમ.
પોતાના ગણી પાળો અમને,
એજ અરજ માબાપને. પ્રિયતમ.

( કૌ. વિ. મહેતા. )

---

૧. પવિત્ર. ૨. અરીસો. ૩. આપના સ્વરૂપનું પ્રતિબિંબ અમારા હૃદયમાં પડે તેટલા માટે હે પ્રભુ ! મારા મનને નિર્મળ કરો-એ ભાવાર્થ. ૪ તિરસ્કાર.

# Translation of
# A Garland of Moral Precepts.

# નીતિસૂત્રની માળા.

રચનાર-

શ્રીયુત મણીલાલ હાકેમચંદ ઉદાની.

M. A. LL B., F. L. L. C.

Vakil, High Court.

અનુવાદક:-

Mr. N. B. Divatia, B. A.

પ્રકાશક,

મેસર્સ મેઘજી હીરજી એન્ડ કો.

તરફથી મેઘજી હીરજી.

૫૬૬, પાયધોની-મુંબઈ.

# અર્પણપત્રિકા.

---

મારા મુરબ્બી પૂજ્યપિતાશ્રી હાકેમચંદ ખુશાલચંદ જેતપુર થાણદાર સાહેબ, કે જેમના પ્રતાપથી હું સારી કેળવણી લેવા શક્તિમાન થયો છું, અને જેમના ઉપકારો મારા પ્રત્યે અનંત છે, વળી જેમના આશીર્વાદથી મારામાં કાંઈ પણ શક્તિ આવેલી છે, કે જેથી જનસમાજનું હિત મારા અંતઃકરણમાં વાસો કરે છે, તેમને ઘણાજ માનપૂર્વક અને નમ્રતાથી આ પુસ્તક અર્પણ કરૂં છું.

**મણીલાલ હાકેમચંદ ઉદાણી.**

# વિજ્ઞાપના.

**પ્રિય આર્ય બન્ધુઓ,**

મને અત્યંત આનંદ થાય છે, કે આજે આ પુસ્તક ફરીથી ગુજરાતી ભાષામાં રજુ કરવાનો મને વખત મળ્યો છે. સ્કુલમાં મારા વિદ્યાર્થીઓ સાથે ભાષણોમાં, જ્યારે નીતિનાં વાકયો તરફ વખતો વખત વાતચીત થતી, ત્યારે મને એમ લાગતુ કે આજનો વિદ્યાર્થી વર્ગ નીતિ તરફ લાગણી રાખે છે, અને જો તેમને નીતિના સિદ્ધાન્તો બરાબર સમજાવવામાં આવે, તો તેમનું જીવન સારૂં થાય, અને હિન્દુસ્તાનની સ્થિતિ ભવિષ્યમાં સારી થાય. કેટલાક વિદ્યાર્થીઓ તરફથી કેટલીક વાર કહેવામાં આવેલ કે આ બધા સિદ્ધાન્તો પુસ્તકના આકારમાં અમને આપો, તો અમને ઘણોજ ફાયદો થાય. આ ઈચ્છાથી આ લઘુ પુસ્તક પ્રથમ ૧૯૦૯ માં લખી, અકટોબર માસમાં ઇંગ્લીશમાં બહાર પાડયું. વિદ્યાર્થીઓ તરફથી તેની કિંમત થઈ એટલુંજ નહિ, પરંતુ મને સંખ્યાબંધ

પત્રો ઘણા મોટા મોટા ગૃહસ્થો, તથા અમલદારો તરફથી મળ્યા, અને આ લઘુ પુસ્તકની પ્રશંશા થવાથી મને ઉત્તેજન મળ્યું. આપણા નામદાર દીલસોજ ગવર્નર સાહેબ, સર જયોર્જ કલાર્કના ઉત્તેજક પત્રથી મનને ઘણોજ આનંદ થયો; અને શ્રમ સફળ થયો સમજી આવાં પુસ્તકો અવકાશે બહાર પાડી જનસમાજમાં વ્હેંચવાનો નિશ્ચય કર્યો.

દરમ્યાન આ નાના પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરી બહાર પાડવાનું મને ઘણે ઠેકાણેથી ઘણાખરા નામાંકિત ગૃહસ્થો તરફથી કહેવામાં આવ્યું. હું મારા અભ્યાસમાં હોવાથી અવકાશ નહિ મળતાં, તે કામ બની શક્યું નહિ. ગયા અકટોબર માસમાં એક ગૃહસ્થ તરફથી આ પુસ્તકનું ભાષાંતર કરાવી, છપાવી લોકોમાં વહેંચવાનું કહેવામાં આવ્યું, પરંતુ મારી પરીક્ષા નજદીક હોવાથી મને બીલકુલ વખત નહોતો, પણ તેમની જીજ્ઞાસાને માન આપી આ પુસ્તક તુરતજ છપાઈ બહાર પડે એવી તીવ્ર ઇચ્છા હોવાથી મારા બંધુ મી. દીવેટીઆને સોંપ્યું, અને

તેઓએ કામની ઉપયોગીતા તરફ લક્ષ દેઈ, નિસ્વાર્થેથી, અત્યંત શ્રમ લેઇ, પ્રથમ બહાર પાડવામાં આવેલા " A Garland of Moral Precepts " નું ગુજરાતી ભાષાંતર કરી આપ્યું; જેને માટે તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

મારા પુસ્તકને માટે પ્રશંસા, તથા જે જે શુભ ઉદ્દગારો ઘણા મિત્રો, તથા વાંચક વર્ગ તરફથી આપવામાં આવ્યા છે, તેને માટે તેમનો અંતઃકરણથી ઉપકાર માનું છું. અને મારા એક સાધારણ પુસ્તકને જે ટેકો તમો ભાઈઓએ આપ્યો છે, તેથી મને ઘણો આનંદ થાય છે, અને મારો શ્રમ સફળ સમજું છું.

ગુજરાતી ભાષાંતર થઇ આ પુસ્તક તુરતજ આપની સમક્ષ રજુ થાય છે, તે ઉપકાર મી. દીવેટીઆનો છે, કે જે આવા પરોપકારનાં કાર્યં તરફ હમેશાં મમતા રાખે છે, અને જેઓ પોતાનું જીવન ઘણુંજ સાદાઇથી, અને પરોપકારાર્થે ગાળે છે. તેઓ એક વિદ્વાન લેખક છે, અને ઘણાંખરાં પુસ્તકો તેઓએ બહાર પાડેલાં છે.

છેવટમાં દરેક બંધુને આ પુસ્તકનો લાભ લેવાની વિનંતિ કરૂ છું, અને દરેક સિદ્ધાન્તને મનપર લેઈ, જીવન ઉપયોગી કરવાની ખાસ ભલામણ કરૂં છું. જીંદગી ચાર દિવસની છે, અને વખત પૂરો થયે ચાલી જશે, પરંતુ કર્તવ્યનું ફળ કદી પણ જવાનું નથી. માટે આશા છે કે આ નીતિસૂત્રો આપની સમક્ષ ગુજરાતીમાં રજુ થાય છે તે ઉપર મનન કરી, અને દરેક માસ્તરો એક એક સૂત્ર લઈ, પોતાના વિદ્યાર્થી સમક્ષ દાખલા દૃષ્ટાંતથી સમજાવી તેમના કોમળ મનમાં ઉતારશે.

આ પુસ્તક ગુજરાતીમાં તુરતજ બહાર પાડવા માટે રા. રા. ગીરધરલાલ માધવરાય, રા. રા. વકીલ અભેચંદ કાળીદાસ તથા મી. મોહનલાલ કાળીદાસ તરફથી કહેવામાં આવેલ છે તેને માટે તેમનો ઉપકાર માનું છું.

**મણીલાલ હાકેમચંદ ઉદાની.**



# પ્રસ્તાવના.

**વ્હાલા બન્ધુઓ અને બ્હેનો !**

આવડા નાનકડા પુસ્તકમાં નીતિના તમામ સિદ્ધાંન્તોનો સમાવેશ થઈ શકે નહિ.

નીતિના અનેક સિદ્ધાન્તો છે, અને પ્રત્યેક સિદ્ધાન્ત સમજાવવા માટે એક એક પુસ્તક જોઈએ. આ સિદ્ધાન્તો મારા પોતાના મગજના છે એમ કહેવા માગતો નથી. આ આપણે આપણા હમેશના જીવન વ્યવહારમાં જોઈએ છીએ. આ સિદ્ધાન્તો વાંચી તેને પોતાના જીવનમાં ઉતારી, જનસમાજના કલ્યાણાર્થે તેનો ઉપયોગ કરવા, મારા દરેક બન્ધુ તથા બ્હેનને વિનંતિ કરૂં છું. નીતિ એ ધર્મની સહચરી છે. દરેક ધર્મનો પાયો નીતિ ઉપરજ છે. અને તે દુનિયાના દરેક ધર્મમાં મળી આવે છે. દ્દઢ અને પૂર્ણ ધર્મિષ્ઠ બનવાને આપણું જીવન, નીતિના સિદ્ધાન્તો ઉપર ચાલવું જોઈએ.

અને તેટલા માટે દરેક હૃદયમાં, અને ઘરમાં નીતિની ઉપયોગીતા ઠસાવવી જોઇએ.

આપણાં નાનાં ભાઈ બ્હેનો માટે આવા નાનકડા પુસ્તકની ખોટ છે, એમ મને ઘણા વખતથી લાગતું હતું, અને આ પુસ્તક વિદ્યાર્થીઓ જીવન-યાત્રા શરૂ કર્યા પહેલાં, જેમને ચારિત્ર બાંધવાનું છે–રીતભાત કેળવવાની છે, તેમને માટેજ આ પુસ્તક તૈયાર કર્યું છે. આ ઉદ્દેશથી નીતિના સૂત્રોની ૧૦૮ મણકાની માળા બનાવી છે, અને ભાષા જેમ બને તેમ સરળ રાખી છે. એકનું એક સૂત્ર વારંવાર વાંચવાથી મનમાં વધારે ઠસે છે. અને તેટલા માટે જે બન્ધુઓ અને બ્હેનોને આ પુસ્તક વાંચવાનો પ્રસંગ મળે, તેમને આ પુસ્તક હમેશાં પાસે રાખવા, બને તેટલી વાર વાંચી જવા, ને તેનો દરરોજ એક વાર પાઠ કરવા ભલામણ કરૂં છું. આ વાંચવામાં ગાળેલો સમય, હું ધારૂં છું કે કાયમનો લાભપ્રદ થશે, અને ભવિષ્યમાં ઉપયોગી થઇ પડશે.

માત્ર વાંચવા કરતાં થોડીક વાર દરેક સિદ્ધાન્ત

ઉપર વિચાર કરવાથી વધારે લાભ થશે. એટલા માટે વાચકને મારી નમ્ર વિનતિ છે, કે એક એક સિદ્ધાન્ત લઇ–તેને સમજી, નવરાશે તેના રહસ્યનો વિચાર કરવો.

એક દિવસ એવો હતો, કે જ્યારે હિન્દુસ્તાન નીતિની ટોચે હતું, અને હિન્દુસ્તાન અન્ય દેશોને માર્ગસૂચક હતું, પરંતુ હાલ આપણે નિંદાઈએ છીએ અને કેટલીક વાર બ્યાજબી નિંદા થાય છે, કારણ કે એ સદ્‌ગુણો આપણા બન્ધુઓમાં દેખાતા નથી. પરરાજ્યના બીજા બન્ધુઓને આપણે દેખાડી આપવું જોઇએ, કે અમે હિંદના વતની એના એજ છીએ, અને સત્યગામી–જ્ઞાનની જીજ્ઞાસા-વાળા, અને નીતિ તથા ધર્મના પાલક તરીકેની અમારી આબરૂ નહિ ગુમાવીએ.

આ ઉદ્દેશથી મારા બન્ધુઓને એટલીજ વિનતિ કરવાની કે તમારાં હૃદય શુદ્ધ કરો, નીતિનો કીલ્લો મજબૂત કરો, જેથી જબરા ઝંઝાવાતની સામે ટકી શકાય.

આ નીતિના સૂત્રોની માળા મારા બન્ધુઓ ને બ્હેનો વારંવાર વાંચશે, તો આશા છે કે પરમાત્માના અસ્તિત્વનું ભાન થઇ, તેમનું જીવન સદુપયોગી નિવડશે એમ દૃઢતાથી માનું છું.

ૐ શાંતિ, શાંતિ, શાંતિ.

**મણીલાલ હાકેમચંદ ઉઢાની.**



# નીતિનાં સૂત્રો.

તા. ૨૪-૧૧-૧૯૦૯.

બન્ધુ! આપણે એકલાજ આવ્યા હતા, અને એકલાજ જવાના છીએ. એ વાત ભૂલવાની નથી. આપણા આત્માની ઉન્નતિનો આધાર આપણે જે કર્તવ્યો કરીએ તેના ઉપર છે, અને તેટલા માટે આપણી અભિલાષા ફલીભૂત થાય તેને માટે પ્રયત્ન કરવા જોઇએ.

જે ક્ષણભંગુર છે, તેને ચ્હાતા ના. જે નિત્ય છે તેને ચાહો. પરમાત્માને તમારા હૃદ્ પિંજરમાં રાખો, અને જે દુષ્ટ છે તેનો ત્યાગ કરો.

મનુષ્ય એજ ઈશ્વરાંશ છે-મનુષ્યજ ઈશ્વર હતો, તો મનુષ્ય અંતઃકરણપૂર્વક શ્રમ આદરે, તો ધારે તે થઈ શકે એમ છે; પરંતુ જગતની ઉપાધિઓ-માયા તેને વિઘ્નરૂપ છે.

જે મનુષ્યત્વ જાળવી શકે છે, તેને સ્વર્ગ પ્રાપ્ત કરવું મુશ્કેલ નથી.

સત્ય, પવિત્રતા, શુદ્ધિ, અને નિર્દોષતા, આ ચારજ વાનાં જીવનને સ્વર્ગીય બનાવવા બસ છે.

આત્મ-જ્ઞાન, આત્મ-માન, અને આત્મ-સંયમ આ ત્રણજ મનુષ્યત્વને આત્મજ્યોતિ દર્શાવી શકે છે.

અજ્ઞાનની અનેક ગુહામાં પેસતાં જોઇએ છીએ છતાં, સંકુચિત જીવનરૂપી હોકાયંત્રનું મધ્યબિન્દુ જાણનારા, તો વિરલાજ નીકળી આવે છે.

વિશાળ સમુદ્રમાં અનુભવી નાવિકને પણ નૌકાને સહિસલામત લઈ જવા માટે કાળજી રાખવી પડે છે.

**એમ. એચ. ઉદ્દાની.**

---

૨૦-૧-૧૯૦૯.

હે ! સુખી જીવ ! તારી મરજીમાં આવે ત્યાં ભમ, અસીમ સમુદ્રનાં ઉડતાં મોજાં નિહાળ ! ગુફા, ખીણો, અને કુંજોમાં જાસુસો મોકલવા હોય તો

મોકલ. તારા અસ્તિત્વ–જીવનનો ઉદ્દેશ ખોળવા, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ગમે ત્યાં તારા અન્તરાત્માને મોકલ! શું તે આકાશમાં છે? પાતાળમાં છે? તારી જમણી બાજુએ છે? ડાબી બાજુએ છે? તે ગમે ત્યાં હોય, તોપણ દૃઢતા, અને ધૈર્યથી હે પરમાત્મા! હું તને મેળવીશ. ગ્લાનિગ્રસ્ત, ભગ્ન હૃદય સ્નેહીની માફક જંગલોમાંથી તેમજ પર્વતોની કરાડોમાંથી, નદી, ભૂશીર, અને ગુહામાંથી તેને ખોળી કહાડીશ.

પરન્તુ હે જીવડા! આમ ઉપર, નીચે, ખડકો, પત્થર, પાણીમાં ભટકવાનું શું કારણ છે? ધ્યાન ધર, એક ચિત્ત થા, અને સમય જતાં તું તે દયા સાગરને નિહાળવા સશક્ત થઇશ.

એમ. એચ. ઉદાની.

# કેટલાંક નીતિનાં સૂત્રો.

૧ શુદ્ધ હૃદય અને શુદ્ધ આત્માથી પરમાત્માને ચહાઓ.

૨ પરમાત્મા સર્વશક્તિમાન, સર્વવ્યાપક, અને સર્વજ્ઞ છે એમ માનો.

૩ એકજ સ્થળે જતા જૂદા જૂદા માર્ગોની માફક જૂદા જૂદા ધર્મો છે, એટલા માટે જે ધર્મને તમે માનતા હો, તે ધર્મ પ્રત્યે પૂર્ણ આસ્થા રાખો.

૪ નીતિ એ ધર્મની સહચરી છે. નીતિ એ ધર્મની પુરોગામી છે. જીવનનો હેતુ પ્રાપ્ત કરવા માટે મનુષ્યને નીતિમાન થવાની જરૂર છે. નીતિના માર્ગથી કદાપિ ચલિત થવું ના જોઇએ.

૫ જીવનની શરૂઆતમાં ઉંચા, અને મહાન્ આશયોજ રાખવા.

૬ જે કાંઈ કાર્ય કરવા અભિલાષા હોય, તે દૃઢતા અને મનોબળથી કરો, અને તમારા પ્રયત્નોમાં તમે ભાગ્યેજ નિષ્ફળ થશો. પ્રથમ કાર્ય કર-

વાનો સંકલ્પ કરો, પછી સાધન મેળવો, અને અભિલાષા સંપૂર્ણ કરવા બની શકે તેટલા યત્નો કરો. આટલું કરવાથી કોઈ દૈવી શક્તિથી તમારા કાર્યની સિદ્ધિ થયા વિના રહેશે નહિ.

૭ કાર્ય કરવામાં શુભ હેતુજ રાખજો. કાર્ય સિદ્ધ કરવામાં છલ કપટનો ઉપયોગ કદી ન કરશો.

૮ પ્રત્યેક પળે તમારા કૃત્યો કોઈ દૈવી શક્તિ જોયા કરે છે એ ભૂલતા ના.

૯ પગલું મૂકતાં બરાબર સાવધ રહેજો; કાર્યનો આરંભ કર્યા પહેલાં બરાબર વિચાર કરજો.

૧૦ વિઘ્નના ભયથી આરંભેલું કાર્ય અધવચ મૂકી દેતા નહિ. ગુલાબને પણ કાંટા હોય છે. ધારેલા કાર્યને સફળ કરવામાં પાછી પાની કરવી નહિ, આવતાં વિઘ્નો દૂર કરવાં અને માર્ગ સરળ કરવો.

૧૧ તમે તમારી જાતને સાહાય્ય કરો, અને પરમાત્મા તમને જરૂર સાહાય્ય કરશે. પારકા

ઉપર કદી પણ વિશ્વાસ રાખતા નહિ. તમારી પોતાનીજ શક્તિ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખો, અને હેતુ પાર પાડો.

૧૨ હમેશાં સારો અર્થજ લેતા થાઓ, કદી પણ નિરાશ થશો નહિ. 'જે થાય છે તે સારાનેજ માટે' એવું દૃઢ માનતા થાઓ. આશા છોડી દેવાની જરૂર નથી, જો તમારી શક્તિ સ માર્ગેજ વાપરી હશે તો કોઈ પણ સિદ્ધિ અસંભવિત નથી.

૧૩ વ્યવહારમાં હમેશાં ચોખ્ખા દીલના રહેજો. કમને કાંઈ કરતા નહિ.

૧૪ સ્વચ્છતા એ ઈશ્વરી ગુણ છે, એટલા માટે નિરંતર સ્વચ્છ, અને સુઘડ રહેજો, એટલુંજ નહિ પણ આસપાસ પણ સર્વ સ્વચ્છ, અને સુઘડ રાખજો.

૧૫ બહારની સ્વચ્છતા સાથે આંતર શુદ્ધિ—મનની પવિત્રતા જોઇએ.

૧૬ આત્માને ઓળખો.

આત્માને ઓળખો, સમજો, ઈશ્વરને જાણવા ડોળ ન કરશો. માણુસ જાતનો યોગ્ય અભ્યાસ કરવાનું સાધન માણુસ છે. ( પોપ )

૧૭ તમારામાં અનેક છૂપી શક્તિઓ રહેલી છે. એ શક્તિઓને એમને એમ પડી રહેવા ન દેશો. દરેક શક્તિનો તેની શક્તિ અનુસાર ઉપયોગ કરો.

૧૮ જેને તમે ક્ષુદ્રમાં ક્ષુદ્ર લેખો છો, તેજ વસ્તુઓ ઘણીવાર કુદરતની ખૂબી દર્શાવનાર થઈ પડે છે. આટલા માટે કોઈ વસ્તુને નિરૂપયોગી ગણી તુચ્છકારતા નહિ. પ્રત્યેક વસ્તુનો જગતમાં ઉપયોગ છે.

૧૯ વિચાર બાંધવામાં ઉતાવળા થશો નહિ. કાંઈ પણ કરતા પહેલાં બહુ વિચાર કરવો. સંપૂર્ણ વિચાર કર્યા પહેલાં કદિ પણ નિર્ણય ઉપર આવવું નહિ.

૨૦ કોઈના ઉપર દ્વેષભાવ રાખતા નહિ. મનમાં ખુન્નસ રાખશો નહિ.

૨૧ શુદ્ધ હૃદયના અને સ્પષ્ટ વક્તા થાઓ. હૃદય-

માં વૈરવૃત્તિ ઉદ્દભવવા દેતા નહિ. શુદ્ધ હૃદયીને પરમકૃપાળુ પ્રભુ હમેશાં સાહાય્ય આપે છે.

૨૨ હમેશાં સભ્ય થાવ. ગમે તેટલા અને ગમે તેવા કાર્યગ્રસ્ત હો, તોપણ મહેમાનોનો ભાવથી સત્કાર કરજો, અને તેમની આગતાસ્વાગતા બરાબર કરજો.

૨૩ સર્વ પ્રત્યે સદ્દભાવ રાખો. જો કોઇ તમારી મદદ માગવા આવે તેને સંકોચ કે ભેદભાવ વિના મદદ કરજો. આ સત્કાર્યનો બદલો તમને કોઈક અદૃષ્ટ શક્તિ આપ્યા વિના રહેશે નહિ.

૨૪ નમ્ર થજો, પરંતુ સ્વમાન જાળવજો, પદવી કે સ્થિતિમાં તમારાથી નીચા હોય, તેમની સાથે પણ વાત કરતાં મ્હોટાઈ દેખાડતા નહિ. સદ્દભાવ અને સમભાવ દર્શાવજો, પણ સ્વમાન ખોતા નહિ. સ્વમાન નહિ જાળવો તો તમારા સદ્દભાવનો ગેરઉપયોગ થશે. આટલા માટે જગતના વ્યવહારમાં હમેશાં સ્વમાનનું રક્ષણ કરજો.

૨૫ જીવનમાં સંપૂર્ણ શક્તિ મેળવવી હોય તો સ્વમાન, આત્મજ્ઞાન, આત્મ સંયમ એ ત્રણ વાનાં રાખજો. સત્ય હમેશાં સત્યજ રહે છે, અને સત્ય ગ્રહણ કરતાં પરિણામનો વિચાર કરવાનો નથી.

૨૬ કોઇ પણ કારણસર ગર્વ કરતા નહિ, જગત-માંની સર્વ વસ્તુ ક્ષણભંગુર છે, અને દુનિયામાં તમારા કરતાં કાંઇક સારા મનુષ્યો છે, માટે 'આપણે કાંઇજ નથી' એમ માની શક્તિની વૃદ્ધિ કરવા યત્ન કરવો.

૨૭ વ્યવહારમાં હમેશાં પ્રમાણીક રહેવું. એકજ વાર વિશ્વાસ ગયો તો પછી વિનાશ સમજવો, આટલા માટે પ્રમાણિકતાની આબરૂ જાળવવા હમેશાં કોશીશ કરવી.

૨૮ પ્રમાણીકપણું એ ઉત્તમ સાધન છે. સાધારણ દરરોજના વ્યવહારમાં પણ પ્રમાણિક થાવ. પ્રમાણિક થવામાં નુકશાન કાંઈ નથી, અને લાભ વિશેષ છે. અપ્રમાણીક માણસ જીવનમાં

કદી પણ વિજય મેળવતો નથી.

૨૯ કોઈ વાતનાં બણગાં ફુંકશો નહિ. કહેવા કરતાં કરી બતાવો. થોડું કરી ઘણું કહી બતાવવાની ઘણાને ટેવ હોય છે. પરંતુ તમે કહેજો થોડું, અને કરજો ઘણું.

૩૦ જ્યારે બીજા તમારાં વખાણ કરતા હોય ત્યારે તમે તમારી જાતનાં કદી વખાણ કરતા નહિ. તેમ વખાણ કરનારા સાથે ભળશો પણ નહિ. તેમની સાથે ભળવાથી નહિ, પણ તેમનાથી અલગા રહેવાથી તમારી પ્રશંસા થશે.

૩૧ હમેશાં નિડર અમે હિમતવાન રહેજો. જડ કરતાં ચેતનને લીધેજ જય મળે છે. જો તમારામાં આત્મશ્રદ્ધા હશે, તો તમારે પરાજયની ભીતિ રાખવી નહિ પડે. ભય આવતાં તેથી ત્રાસી દૂર જતા નહિ–પરંતુ નિડરતાથી સ્હામે થજો, અને ભય તમને કાંઇજ કરી શકશે નહિ. જેઓ બ્હીને ન્હાસતા ફરે છે તેમને જ ભૂત–પિશાચ હેરાન કરે છે. બહાદૂર માણસના પડ-

છાયામાં પણ તે આવી શકતું નથી.

૩૨ ભયથી ત્રાસવાને બદલે ભયનો સત્કાર કરો. આથી તમને એનો પરિચય થશે, અને તમારૂં મન એટલું તો મજબૂત થશે, કે જીવનમાં ભય એ શું છે, તેની તમને ખબર નહિ પડે.

૩૩ જે કાર્ય આજ કરી શકતા હો તે કાલ ઉપર મુલતવી રાખતા ના. કાલની કોને ખબર છે કે શું થશે? જે કાંઇ કરવું હોય તે આજ જ કરો. કારણ વચમાં આડી રાત તેની શી વાત.

૩૪ કોઈ સત્કાર્ય, કે ધર્મકાર્ય કરવાનું હોય તો કદી પણ મૂલતવી રાખતા નહિ. કારણ એવા સંયોગો બને કે જેથી તમારો વિચારજ તદ્દન બદલાઈ જાય.

૩૫ બીજાની સ્થિતિમાં જાતને મૂકીનેજ અન્યની સાથે વર્તન ચલાવવું. બીજાઓ તમને માન આપે તો ઠીક એમ ઇચ્છા હોય તો પ્રથમ તેમને માન આપો. જો તમને બીજા ચાહ્ય એમ હોય તો પ્રમથ તેમને ચાહો. દરેક મનુ-

બ્યમાં વિચાર સૂત્ર હોય છે. અને તેથી દરેકના હૃદયમાં સમાનતા સચવાઈ શકાય છે.

૩૬ મનુષ્ય માત્રને તમારા બન્ધુ લેખો, અને તેને યથાશક્તિ સાહાય્ય કરો. એક બીજાને સાહાય્ય કરવી એ આપણું કર્તવ્ય છે. મનુષ્ય જાતની બન્ધુતાનો વિચાર કરતાં તમને સતત આનંદ અને સંતોષ થશે; અને આ શાન્તિ મળતાં સત્ય સુખના ભોગી થશો.

૩૭ સર્વને સમાન ગણવામાંજ અને અન્યનું હિત કરવામાંજ સત્ય સુખ સમાયેલું છે. જો અન્યનું ભલું ના કરી શકીએ તો આ જીવનનો શો ઉપયોગ ?

૩૮ જીવન, માત્ર ક્ષણભંગુર ઉપભોગના આનંદને માટે સર્જાયેલું નથી. પરંતુ ઉચ્ચ વિકાસને અર્થે, ઉત્તમ ચારિત્રને માટે, અને જનસેવા માટે જ છે.

૩૯ વખતને નકામો ગાળો નહિ. એક પળ પણ ઘણા ઉપયોગની છે. ગયેલો સમય કદી પાછો

આવતો નથી. તે તો હમેશને માટે જાય છે, માટે જેટલો સમય મળે તેનો સદુપયોગજ કરજો.

૪૦ પ્રત્યેક મનુષ્ય પાસેથી કાંઈ શીખજો. દરેકમાં દોષ તો હોયજ, પણ દોષ ન જોતાં તેનામાં જે કાંઇ સદ્‌ગુણ હોય, તેનુંજ અનુકરણ કરજો. જગતમાં દરેક વસ્તુમાંથી શીખામણ મળી શકે છે. પ્રત્યેક વૃક્ષ, પ્રત્યેક લતા, પ્રત્યેક પુષ્પ અને પ્રત્યેક પ્રાણી કુદરતની ખૂબી તમારી નજરે લાવે છે.

૪૧ તમારા દરેક કામમાં વ્યવસ્થા જાળવજો. જીવનના હરેક કાર્યમાં વ્યવસ્થા હોય તો શરીર સંપત્તિ સારી રહે છે. જે કામ કરવા ધાર્યું હોય તેમાં વખત બચે છે અને સગવડ અને સરળતા ઉત્પન્ન કરે છે. પોશાકમાં પણ વ્યવસ્થાની જરૂર છે, કારણ પોશાક ઉપરથી માણસના ચારિત્રનો અભિપ્રાય બંધાય છે. વ્યવસ્થા એ સૃષ્ટિનો પ્રથમ નિયમ છે; એ આપણો પણ નિયમ હોવો જોઇએ.

૪૨ ટેવ પાડતાં બહુ સાવધ રહેજો, કારણ, પડેલી ટેવ જો તે સજડ દાખલ થઇ, તો છોડતાં ઘણી મુસ્કેલી નડે છે. માટે નાનપણમાંજ સારી ટેવો પાડવાની જરૂર છે. એક વખત પડેલી ટેવ ખસવી કઠણ છે. ટેવ તમારા ઉ-પર સામ્રાજ્ય ન ભોગવે એ ધ્યાનમાં રાખજો, નહિ તો તમારો વિનાશજ સમજવો. મદિ-રાપાન–ધુમ્રપાન વગેરેથી શરીર તેમજ મન બન્નેને હેરાન ગતિ થાય છે.

૪૩ કોઇ પણ કાર્ય માટે વખત નિશ્ચિત કર્યો હોય તો નિયમસર રહેજો. પોતાના કાર્યમાં વખત સર કામ કરવાની ટેવથીજ નેપોલ્યાન, ને-લ્સન અને વોશીંગટન મહાભારત કામ કરી શકયા. વખતસર કામ કરનાર મનુષ્ય વિશ્વાસ પાત્ર થાય છે, અને આ ચારિત્રનું ઉત્તમ લ-ક્ષણ છે. જે સૂર્યથી નિયમસર ઋતુ આવે છે, જે ચંદ્રથી નિયમસર ભરતીઓટ થાય છે, અને જે તારાઓ નાવિકોને દરિયામાં માર્ગ-

દર્શક થાય છે, તે સૂર્ય, તે ચંદ્ર, અને તે તારાઓના નિયમિતપણામાંથી આપણને શીખવાનું ઘણું મળે છે.

૪૪ નિત્ય પાળવાના નિયમો.

(અ) સૂર્યોદય થતા પહેલાં ઉઠવું.

(બ) નિત્ય સ્નાન કરવું.

(ક) નાહ્યા પછી ઘડીવાર પ્રભુની પ્રાર્થના કરવી. તેની દયા વગેરે સદ્‌ગુણોનું કીર્તન કરવું, અને તમારામાં સદ્‌ગુણો અર્પે એમ પ્રાર્થના કરવી.

(ડ) સ્હવારના કાર્ય કરવામાં નિયમસર થવું, અને અભ્યાસ બરાબર કરવો. જે કાંઈ વાંચો તે બુદ્ધિપૂર્વક વાંચો, માત્ર યંત્રની માફક ગોખી ન જશો.

(ઇ) દરરોજ અમુક સમયેજ જમવાનું રાખવું જેથી તન્દુરસ્તી સચવાશે. દીર્ઘાયુ થવું હોય તો સાદો, અને વનસ્પતિનોજ ખોરાક લેજો, અને એમાં રૂચી પડે તે લેવું.

ભૂખ હોય તે પ્રમાણે ને તેવોજ ખોરાક લેજો.

(ફ) નિશાળ, પાઠશાળા, કે ઑફીસ જ્યાં જતા હો ત્યાં બરાબર વખતસર જજો અને ખંતપૂર્વક કામ કરજો.

(ગ) તમારા ભાઇ ભાંડુ, અથવા પાડોશી સાથે કંકાસ ન કરશો, દરેક પ્રત્યે સદ્‌ભાવ રાખજો, અને બને તેટલી તેમને મદદ કરજો.

(ચ) તમારાં માતપિતાની આજ્ઞા પાળજો, અને તેમને કનડશો નહિ.

(છ) તમારા શિક્ષકો, ને ગુરૂઓની આજ્ઞા અનુસરજો. તમારા વડિલ કે ગુરૂ તરફ તમને માનવૃત્તિ નહિ હોય, તો તમે કદી પણ શિખી શકવાના નથી.

(જ) શાળામાં દરેક વિદ્યાર્થી સાથે બન્ધુભાવ રાખી તેમને ચીડવશો, કે હેરાન કરશો નહિ.

(ટ) નિત્ય કાર્ય કર્યા પછી કસરત કરવી ભુલતા ના. જો તમે રમી શકો એમ ના

હો, તો સાંજના ખૂલ્લી હવામાં ફરવા જજો.

(દ) તમારો ચહેરો, શરીર, હાથ, પગ વગેરે ચોખ્ખાં રાખજો.

(ડ) જો તમારે તંદુરસ્તી સાચવવી હોય, તો લાગી ભૂખે ખાવું, પેટને જોઇતો ખોરાક આપવો, ખાલી ન રહેવા દેવું, કુદરતી હાજત અટકાવવી નહિ, નહિ તો તબીયત બગડશે.

(ત) તમારા ઉપર કોઈએ ઉપકાર કર્યા હોય તેની નોંધ રાખજો.

(થ) સૂતા પહેલાં આખા દિવસમાં કરેલાં કાર્યની યાદી કરી લેજો, અપ્રમાણિક અને પાપ કર્મો માટે પશ્ચાતાપ કરજો, સદ્‌ગુણી કરવા પ્રભુની પ્રાર્થના કરજો, અને સત્કાર્ય કરાવવા માટે પ્રભુનો ઉપકાર માનજો.

(દ) શરીરના વિનાશત્વ અને આત્માના અમરત્વ ઉપર પાંચ મીનીટ પણ દરરોજ વિચાર કરજો.

(ધ) કોઈ પણ તરેહની ચિંતા ન રાખશો હાજર હોય તે કાર્ય પ્રથમ કરવું, અને બીજાં એની મેળે થયે જશે, નિશ્ચિન્ત થઈ નિરાંતે સૂવું.

૪૫ આખા દિવસમાં કરવાના કાર્યની યાદી કરવી અને પછી એક પછી એક હાથમાં લેવાં.

૪૬ વચન ભંગ કદી થતા નહિ; આપેલા વખત માં નિયમસર રહેજો; વચન અપાયા પછી ગમે તેટલે ભોગે તે પાળવા યત્ન કરજો.

૪૭ જ્યાંથી, અને જ્યારે મળે ત્યારે સંગીન જ્ઞાન મેળવવા યત્ન કરજો. જ્ઞાનની તૃષા ન છીપાય એમ કરવું.

૪૮ જ્ઞાનનો સદુપયોગ કરવો જેથી આપણા અન્ય બન્ધુઓને ઉપયોગના થઈ પડીયે.

૪૯ કોઈ મનુષ્યને ધિક્કારશો નહિ; બીજાની લાગણીનો હંમેશાં વિચાર કરવો, અને પછીજ પગલું ભરવું.

૫૦ કોઈ પણ પ્રાણીને મારતા નહિ, તેમજ કનડ

નહિ. દરેક પ્રાણીને પોતાનાજ જેવું માનનાર માણસજ વિદ્વાન છે.

૫૧ લાભાલાભનો વિચાર કર્યા વિના હંમેશાં સત્ય બોલવું, સત્ય છોડવું નહિ, અને જુઠું બોલવું નાહ. બીજાની સાથેના વ્યવહારમાં સત્યવાદી, અને પ્રમાણિક થાવ. મશ્કરીમાં પણ જુઠું બોલતા નહિ.

૫૨ દરેકની સાથે ચોખ્ખા હૃદયના, અને સ્પષ્ટવક્તા થજો. જીભ તમારા હૃદયને ન છેતરે એમ કરવું. જેવું તમને લાગે તેવું બોલજો, કહેવું એક ને કરવું બીજું એમ ન કરશો.

૫૩ કોઈ પણ જંતુ, પશુ, પક્ષી, કે મનુષ્યને મારશો નહિ, તેમજ હેરાન કરશો નહિઃ દરેક પ્રાણી પશુમાં આપણા જેવોજ આત્મા છે, અને આપણા જેવીજ લાગણી છે, એ યાદ રાખવું. "**अहिंसा परमो धर्मः**" એ દરેક ધર્મનું રહસ્ય છે. બીજા પ્રાણીઓમાં જે આત્મા છે તે જ આત્મા આપણામાં છે. તેમની વૃત્તિઓ

આપણા જેવીજ છે, અને તેટલા માટે આપણે તેમના પ્રત્યે દયા અને સ્નેહથી વર્તવું જોઇએ. અને નાનામાં નાના પ્રાણીને પણ હેરાન કરવું જોઇએ નહિ.

૫૪ તંદુરસ્તી સાચવવી હોય અને આત્મિક ઉન્નતિ રાખવી હોય, તો માંસ માટી ખાશો નહિ. ઇંગ્લાંડ, અને યુરોપમાં વનફળ શાકના ખોરાક માટેની સંસ્થાઓ વધતી જાય છે તે ઉપરથી સાબીત થાય છે કે, એ ખોરાક ઉત્તમ છે, અને એ ખોરાકથી શારીરિક અને માનસિક શક્તિઓ ખીલે છે. માંસ ભક્ષણથી પ્રાણીઓને લગતા અનેક રોગો ઉત્પન્ન થાય છે, અને તે રોગો વનફળ શાકના ખોરાકથી અટકે છે. વનફળ શાકનો ખોરાક પોષક, સ્વાદિષ્ટ, આંખને ગમે એવો અને આપણા શારીરિક તેમજ આધ્યાત્મિક બંધારણને મજબૂત કરે છે. હાલના વિજ્ઞાનવેત્તાએ સાબીત કરી આપ્યું છે કે અન્નફળશાકના ખોરાકથી આયુષ્ય વધે છે.

૫૫ સત્યપથ, પ્રમાણિકતા, અને ઋજુતાનો માર્ગ ગ્રહણ કરજો, તમારા કાર્યથીજ બીજી પ્રજાને બતાવી આપો, કે હિન્દુસ્તાનના વતનીઓ હજુ પણ સત્ય પ્રેમીની પ્રતિષ્ઠા રાખી રહ્યા છે.

૫૬ પરની વસ્તુ ચોરતા નહિ, એટલે પારકાનો માલ પોતાનો કરતા નહિ. તમારૂ પોતાનુંજ હોય તે ભોગવજો; બીજાના દ્રવ્યની લાલસા રાખતા નહિ. જે તમારી પાસે હોય તેથી સંતુષ્ટ રહેજો, અને પૂર્ણ સુખ મળશે. તમારે ત્યાં કોઇએ થાપણ મૂકી હોય તો વિશ્વાસઘાત કરી ઓળવતા નહિ.

૫૭ પચીશ વર્ષ બરાબર બ્રહ્મચર્ય પાળો, અને ત્યાર પછી ગૃહસ્થાશ્રમમાં દાખલ થાવ ત્યારે ઇશ્વિર સમક્ષ લીધેલી લગ્ન પ્રતિજ્ઞા બરાબર પાળજો. લગ્ન માત્ર વિષય સુખને માટેજ નથી, પણ અનેક કર્તવ્યો કરવા માટે છે, એ ભૂલતા નહિ. સ્વપત્નીથીજ સંતુષ્ટ રહેવું, અને અન્યની પત્ની પ્રત્યે પવિત્ર નજરે અને શુદ્ધ હૃદયે જોવું.

૫૮ સ્ત્રીઓના ગૌરવર્ણ પ્રત્યે મનુષ્ય સ્વાભાવિક રીતે આકર્ષાય છે. હવે જ્યારે તમારૂં મન આ મોહક વસ્તુ તરફ ખેંચાય, ત્યારે આ ગૌરવર્ણ નીચે શું છે તેનોજ જરા વિચાર કરજો. અંદર એવી કઇ સંગીન વસ્તુ છે, કે જેથી તમે આકર્ષાઓ. એની અંદર પણ માંસ, રૂધીર —અસ્થિજ ભરેલાં છે, અને આપણાં સર્વનાં શરીર એનાંજ બનેલાં છે, આટલા માટે ગૌર ચામડીની અંદરની વસ્તુઓનો, તેની ક્ષણીકતાનો તથા અનિત્યતાનો વિચાર કરજો, અને પછીજ ક્ષુદ્રવાસનાઓથી તમારૂં ઉચ્ચ જીવન બગાડવું કે કેમ, તેનો નિર્ણય કરજો.

૫૯ સ્નેહ ગ્રન્થાથી એક વખત જોડાયા પછી તમારો સ્નેહ શુદ્ધ, અંતઃકરણનો, અને અનન્ય રાખજો. જો તમારો સ્નેહ શુદ્ધ હશે, તો તમારા સ્નેહ પાત્રનો સ્નેહ પણ તમારા તરફ એવોજ હશે.

૬૦ માનસિક શક્તિના વિકાસનો આધાર બ્રહ્મચર્ય-

ના પાલન ઉપર રહે છે. આટલા માટે વિચાર, વાણી, અને આચારમાં પવિત્ર રહેજો.

૬૧ કોઇ પણ તરેહનો દુષ્ટ વિચાર મનમાં ન આવે એમ સાવધ રહેજો, તમને ફસાવવાને કોઇ એવો વિચાર આવે કે તરત દૂર રહેજો. જો દુષ્ટ વિચાર એક વખત પ્રવેશ કરવા પામ્યો તો તેને કાઢી નાંખવો કઠીણ પડશે.

૬૨ સ્ત્રી સાથે એકાંતમાં કદી ન રહેશો; કોઇ પણ સ્ત્રીની સાથે હાસ્યવિનોદ કે મશ્કરી કરશો નહિ; તેમના જૂદા જૂદા અવયવોનું નિરીક્ષણ કરશો નહિ; અને તેમના પોશાક તરફ ધ્યાન આપશો નહિ.

૬૩ સ્ત્રીઓને સંકટમાં જુઓ ત્યારે તેમને મદદ આપજો, તેમની તરફ શુદ્ધ નજરથી જોજો, અને તેમના કર્તવ્યોનું ભાન કરાવજો, જેથી તેઓ જનસમાજની સેવા કરવા ઉપયોગી થઇ પડે.

૬૪ સમવયસ્ક, કે તમારાથી નીચી પદવીના માણસનું કામ કરવાનું આવે, તો તે સંપૂર્ણરીતે

ઉત્સાહથી, અને આનંદથી કરજો. કોઈ પણ મનુષ્ય તરફ કઠોર ન થશો. હિમત રાખજો પણ તે સાથે નમ્ર અને સભ્ય થજો.

૬૫ તમારી વાસના અને ઇચ્છાઓ ઉપર કાબુ રાખજો. વૃત્તિઓના ગુલામ થવાને બદલે વૃત્તિઓ તમારે તાબે થાય એમ કરજો. આત્મસંયમની ટેવ પાડવાથી આળસ નાશ કરો.

૬૬ જીવનની જરૂરીઆતો જેમ બને તેમ ઓછી રાખો. તમારી જરૂરીઆતો પૂરી પાડયા પછી સગવડ શોધજો. જેટલી જરૂરીઆતો ઓછી તેટલા તમે વધારે સુખી.

૬૭ "સોડ જોઈનેજ સાથરો પાથરવો." આવકનો વિચાર કરીનેજ ખર્ચ કરવું. ઉધાર નાણાં લઈ દેવું કદી કરતા ના, તેમ મિત્રો સાથે નાણાંની લેવડ દેવડ કદી કરતા ના, નહિ તો મિત્ર અને પૈસો બન્ને ખોવાનો પ્રસંગ આવશે.

૬૮ પૂરેપૂરી તપાસ કર્યા સિવાય કોઇનો વિશ્વાસ કરતા નહિ. નહિ તો વિનાશ થવાનો. સામા

માણુસની સહૃદયતા જાણ્યા વિના તેનો વિશ્વાસ કરતા નહિ.

૬૯ મિત્રની પસંદગીના સંબંધમાં બહુ સાવધ રહેજો. સંપત્તિ મિત્રને વધારે છે અને વિપત્તિ એ મિત્રની કસોટી કરે છે. માટે સાચા અને ખોટા મિત્રનો તફાવત સમજજો, અને જેમની સહૃદયતાની તમને ખાત્રી છે તેમને કદી તજતા ના.

૭૦ અશક્તિ, અથવા કુદરતી ખોડ માટે કોઇને દુભવતા કે ચીડવતા નહિ. તેઓ અજ્ઞાન છે, માટે તેમને સારો દાખલો બેસાડી તેમને સન્માર્ગે લઈ જવા, એ આપણું કામ છે.

૭૧ મહાત્મા માર્કસ ઓરેલીયસના નીચેનાં સૂત્રો યાદ રાખજો.

(અ) જ્યાં સુધી તમે પોતે નિયમોનું પાલન કરતા થયા નથી, ત્યાં સુધી બીજાને માટે લેખિત, વા મનમાં નિયમો તમે નક્કી કરી શકવાના નથી. જીવન વ્યવહારમાં

આ નિયમ સવિશેષ લાગુ પડે છે.

(બ) જેથી વચનનો ભંગ કરવો પડે, સ્વમાન ખોવું પડે, કોઇનો તિરસ્કાર કરવો પડે, શંકા લાવવી પડે, કોઇને શ્રાપ આપવો પડે, ઢોંગ કરવો પડે, ઢાંક પીછોડો કરવો પડે એવી કોઈ પણ વસ્તુને કિમતી ગણશો નહિ.

(ક) અસત્યવાદી, અને અન્યાયી પુરૂષો તરફ પ્રેમભાવ રાખી, સત્યમય, અને ન્યાયમય જીવન ગાળવું એ ઘણું ઉપયોગી છે.

(ડ) સમુદાય માટે જે લાભદાયક નથી તે એક વ્યક્તિને માટે નથીજ.

૭૨ અભિપ્રાય બાંધવામાં ઉતાવળા થશો નહિ. સર્વનું બરોબર સાંભળજો; દરેક દલીલ ધ્યાનમાં લેજો અને નિર્ણય ઉપર આવવા પહેલાં ચોગરદમનો વિચાર કરજો.

૭૩ કોઈ પણ કામ માથે લીધા પહેલાં તેના લાભાલાભનો વિચાર કરજો. કહેવું સ્હેલું છે પરંતુ

વિચારને અમલમાં મૂકવો તે કઠીન છે. મુસ્કેલીઓ જાણ્યા પછી જો કામ માથે લો તો તે કરવામાં મુસ્કેલી નહિ નડે.

૭૪ ખરી રીતે અને સ્વતંત્રતાથી વિચાર કરતાં શીખો. બીજાના અભિપ્રાયથી અભિપ્રાય બાંધતા ના. દરેક વસ્તુ તથા મનુષ્ય પ્રતિ પક્ષતા વગર જોજો અને પછીજ સ્વતંત્રપણે નિર્ણય ઉપર આવજો.

૭૫ મતાંતર માટે કોઇને ધિક્કારતા નહિ. એકતા કરતાં રૂચિમાં ભિન્નતા સારી છે. જો તે ખોટા હોય તો વિવેકસર તેને સન્માર્ગે લાવજો.

૭૬ મન હોય તો માળવે જવાય. જે કામ કરવાનું આવે તે ઉત્સાહપૂર્વક કરો. વૃત્તિ હશે તેમજ ઉત્સાહ અને શક્તિ પ્રમાણે કરશો તો કાર્ય સારી રીતે કરી શકશો.

૭૭ ખોરાક, લુગડાં, અને આશ્રય મેળવવા માટે; મન અને શરીરની તંદુરસ્તી જાળવવા માટે; જ્ઞાન, અને પ્રવિણુતા મેળવવા માટે; જરૂરી-

આતો, સગવડ, અને જીવનના મોજશોખ પુરા પાડવા માટે તમારે મહેનત કરવી જોઇએ.

૭૮ જાત મહેનત ઉપરજ આધાર રાખો. દ્રવ્યનું મૂળ મહેનત છે. જો તમે મહેનત કરી શકતા હો તો બીજાની ધનવૃત્તિ ઉપર કદી આધાર રાખતા નહિ.

૭૯ જે કામ તમે સારામાં સારી રીતે કરી શકતા હો તે જ માથે લેજો, કામ નાનું હોય પણ તે સારી રીતે, અને અંતઃકરણપૂર્વક કરવામાં આવે તો તેને ધિક્કારશો નહિ. દરેક ઉપયોગી કાર્ય પ્રમાણિકતા, અને ડહાપણથી કરવું જોઇએ.

૮૦ આ દુનિયામાં પૈસો એ વ્યવહારનું સાધન હોવાથી આપણને થોડા ઘણા પણ પૈસાની જરૂર પડે છે. પણ પૈસાનીજ લોલુપતા, એજ જીવનનો ઉદ્દેશ હોવો ન જોઇએ. દ્રવ્યપ્રાપ્તિથી ઘણાં માઠાં પરિણામ આવે છે.

૮૧ પૈસો ખરચી શકાય છે. બચાવી શકાય છે, તથા આપી શકાય છે.

જે પૈસો મ્હેં ખરચ્યો તે મારી પાસે હતો.
જે પૈસો બચાવ્યો તે ખોયો.
જે પૈસો આપ્યો તે મારી પાસે રહ્યો છે.

૮૨ દુઃખનું મૂળ પૈસો નથી પણ પૈસાની વાસના છે. જો દ્રવ્યની વૃદ્ધિ થતી જાય તો તેના ઉપર દુર્લક્ષ રાખો. ધર્મ કાર્યમાં પૈસો ખર્ચવાથી પૈસાનો સદુપયોગ થઇ શકે છે. બીજાના લાભ માટે જે પૈસો ખર્ચશો, તે ભવિષ્યમાં સો ગણો થઈ તમારી પાસે આવશે. ગુપ્ત દાન કરવું. એક હાથે જે દાન થાય, તેની બીજા હાથને ખબર પડવાની જરૂર નથી. નામ અથવા કીર્તિ માટે દાન ન કરતાં જન હિતને માટેજ દાન કરજો. માટે જેવો ઉપયોગ કરીએ, તેના પ્રમાણમાં પૈસો સારો કે ખોટો કહી શકાય.

૮૩ સાદું જીવન, એ સુખી અને આનંદમય જીવન છે. આડંબર કે ભપકાનો મોહ ન રાખશો. પૈસાનો દુરૂપયોગ ન કરશો તેમજ ઉડાવી દેશો નહિ. હરેક વાતમાં કરકસર અને ત્રેવડ રા-

ખવી યોગ્ય છે. નાની નાની કરકસર ઘણી વાર ફલપ્રદ નીવડે છે. અને દુરૂપયોગને અટકાવે છે.

૮૪ ખાવાપીવામાં મિતાહારી, અને નિયમિત થજો. નિયમિત રીતે સાંજ સવાર કસરત કરજો. અને એ રીતે તંદુરસ્તી જાળવી શરીર મજબુત કરજો.

૮૫ સારી તંદુરસ્તી તેજ પૈસો છે. તંદુરસ્તી ન હોય તો આપણે કાંઇ કરી શકતા નથી. આટલા માટે શરીર સાચવવા ખાસ કાળજી રાખવી. ચોખ્ખી હવામાં રહેવું, નિર્મળ પાણી પીવું, અને હવા બગાડે એવી વસ્તુઓથી દૂર રહેવું.

૮૬ જે કામ કરવા ધાર્યું હોય તેમાં દૃઢ રહો. વિઘ્નથી ડરતા નહિ, કોઇ કામ ઉપાડતાં પહેલાં પૂરેપૂરો વિચાર કરજો, પણ માથે લીધા પછી ગમે તે થાય તોપણ પૂરૂં કરજો.

૮૭ બીજાઓની ટીકાથી, અથવા બીજાઓ વિઘ્ન

નાંખે તેથી નિરાશ થતા નહિ. જો તમારૂં કાર્ય નિર્દોષ હશે, અને હેતુ શુભ હશે, તો તમને અંતે જય મળવાનોજ, અને વિરોધીઓ મુગા થવાનાજ.

૮૮ બહાદુર થજો પણ સાહસ ન કરશો. અયોગ્ય રીતે અને અત્યુત્સાહને લીધે ઉતાવળમાં આપણે આપણું કામ બગાડીએ છીએ.

૮૯ ડેનીઅલ વેબ્સ્ટરના શબ્દો યાદ કરોઃ-કર્તવ્ય બજાવીને અંતઃકરણ સંતુષ્ટ થશે, તો કોઇ પણ પરિણામથી તમને નુકશાન થવાનું નથી. કર્ત· વ્યના તરફ દુર્લક્ષના જેવું બીજું એકકે દુઃખ નથી, કે જેનાથી આપણે દૂર ન થઇ શકીએ.

૯૦ અનેક સૈકાઓથી આપણે જે દુઃખ સહન કરતા આવ્યા છીએ તેનું મૂળ ખોળીશું તો જણાશે, કે આપણે બન્ધુઓની બનેલી એક સંયુક્ત પ્રજા છીએ-આપણ સામાન્ય સ્વાર્થનું રક્ષણ કરવા સંયુક્તરીતે યત્નો કરવા-એ ભાન ભૂલી ગયા છીએ.

૯૧ સ્વદેશપ્રેમી થાવ. તમારી જન્મ-ભૂમીને ચાહો, તમારા દેશબન્ધુ પ્રત્યે સ્નેહ રાખો. તેમનું ભલું કરો, તેમના ઉપર અનુકંપા લાવી તેમને દુઃખ મુક્ત કરો, ગરીબને, અશક્તને, સાહાય્ય કરો. અને તમારા લોકોની તેમજ દેશની સ્થિતિ સુધારો.

૯૨ સ્વદેશી કારીગરને ઉત્તજન આપો. તવંગર પ્રજા થવાને આપણી કારીગરી, ને હુન્નર ઉદ્યોગને ખીલવવો જોઇએ. આપણા દેશની કાચી પેદાશ આપી પરદેશની તૈયાર વસ્તુઓ લેવાથી આપણી સ્થિતિ સુધરવાની નથી.

૯૩ ભવિષ્ય સુધારવાને લોકોમાં હુન્નર કળા, ને વ્યવહારિક જ્ઞાન આપો.

૯૪ દરેક પ્રજામાં કાંઇ કાંઇ સદ્‌ગુણ હોય છે. તો તેમના દાખલાથી આપણું ભવિષ્ય સુધારવાને તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરવું. ઉતાવળા, અને અપરિપક્વ વિચારથી તણાઇ ન જતાં, સંગીન અને ઉમદા સિદ્ધાન્તો લઇ જનદયાનું કામ કરવું શરૂ કરવું.

૯૫ કર્તવ્ય બજાવી તમારા બન્ધુઓને—તમારા દેશને માન આપો.

૯૬ કામ ઘણું, અને સમય થોડો છે. જીવન ટુંકું છે, પ્રયોગ અનિશ્ચિત છે, અને નિર્ણય મુસ્કેલ છે. ભૂત ગયો છે, વર્તમાન જાય છે, અને વર્તમાનમાંજ કાર્ય કરવાથી ભવિષ્ય સુધરી શકે છે. આટલા માટે હે ભાઇ! જાગૃત થાવ, સમજો, અને કર્તવ્ય કરો.

૯૭ ગરીબ હો, કે તવંગર હો, યુવાન હો કે વૃદ્ધ હો, સર્વનો રસ્તો—અંત એકજ છે. મૃત્યુ દરેક પળે આપણી તરફ જોયા કરે છે. તેટલા માટે અત્યારેજ કર્તવ્ય કરો, ઐહિક, અને અધ્યાત્મિક ઉન્નતિ કરો, જાતને ઓળખો, શાંત ચિત્તથી અને નિર્દોષતાથી મૃત્યુને મળવા તૈયાર થાવ.

૯૮ જગતમાં કિંમતીમાં કિંમતી વસ્તુ વખત છે. ગયેલો વખત પાછો આવતો નથી. એટલા માટે એક પળ પણ નકામી ન ગાળો, અને જેટલો

વખત મળે તેટલો વખત સત્કાર્યમાં ગાળો.

૯૯ સર્વ ધર્મનું રહસ્ય એકજ છે—એકજ સ્થળે જવાના જૂદા જૂદા માર્ગો છે. સર્વધર્મનો ઉદ્દેશ એકજ છે, માત્ર માન્યતા અને વિધિમાંજ તફાવત છે. આટલા માટે સર્વ ધર્મના સિદ્ધાંતો સમજો, સામાન્ય ઉદ્દેશ મેળવવા—જાણવાનો સરળ રસ્તો ખોળી કહાડો, અને પછી તેને શ્રદ્ધાપૂર્વક વળગી રહો.

૧૦૦ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રથી ઉત્તમ જીવન થશે, નિર્વાણ એજ જીવનનો આશય છે.

૧૦૧ પ્રાર્થનાથી, ઉંચા આશયો ઉપર લક્ષ રાખવાથી, તેમનું ચિંત્વન કરી પ્રાપ્ત કરવાથીજ જગતમાં ઘણું થઇ શકે છે. સદ્દગુણને ઘણા વિઘ્નો નડે છે, પરંતુ તે પરાજય પામતો નથી. હૃદયમાં વસતા દિવ્ય પ્રકાશને લીધે સદ્દગુણી માણસ જીવનનો હેતુ પ્રાપ્ત કરી શકે છે.

૧૦૨ સર્વ શક્તિમાનના આપણે અંશો છીએ.

પરંતુ માયાના આવરણને લીધે સર્વ શક્તિમાન આત્માને ભૂલી જઈએ છીએ. જ્ઞાન પ્રકાશ હૃદયમાં પડવા દો, આત્મામાં છૂપી રહેલી શક્તિઓનું અવલોકન કરો, અને પછી તેનો ઉપયોગ કરો.

૧૦૩ કુદરતી નિયમોનો ભંગ ન કરો, નહિ તો કુદરત શિક્ષા કર્યા વિના નહિ રહે. કુદરત એ સ્નેહાળ માતા છે. એ માતાએ આપણને પ્રેરણા બુદ્ધિ, તર્કશક્તિ, અને કર્તવ્ય સમજવાની તેમજ કરવાની સમજણ આપ્યાં છે. તેના નિયમનું ઉલ્લંઘન કદી કરવા દેશો નહિ.

૧૦૪ વાતાવરણમાં અનેક તરેહના પરમાણુઓનું આંદોલન થયા કરે છે. માનસિક શક્તિથી ધારો તેવા પુદ્‌ગલ આકર્ષી શકો છે. આત્મા, આત્મા વચ્ચે વ્યવહારિક આકર્ષણ શક્તિ છે, અને તેથી ધારો તે જગાએ તમારા વિચાર, અને તેમનાં પ્રતિબિમ્બો પાડી શકો છો. આ અઘરા સિદ્ધાન્તો છે, અને માત્ર

લાંબા અનુભવથીજ મેળવી શકાય છે. પણ શરૂઆત માટે ચલરૂપ થતાં કામ, ક્રોધ, લોભ, મદ, અને માયાના પરમાણુઓને દૂર કરવા યત્ન કરો.

૧૦૫ કોઇની નિંદા ન કરશો. બને તેટલું સર્વેનું ભલું કરો. સર્વને બન્ધુઓ માનો, અને તમારા તરફ તેમનો ભાવ ન હોય તોપણ તેમના પ્રત્યે સદ્ભાવ રાખજો, બીજા ઉપર શીરજોરી મારવામાં નહિ પણ તેમની પ્રત્યે નમ્રતા દર્શાવવમાંજ મ્હોટાઈ રહી છે. દ્રવ્ય, યુવાવસ્થા, વાડી વજીફા, અને વૈભવના કારણસર ગર્વિષ્ઠ ન થશો, કારણ એ સર્વ ક્ષણિક છે. આમાંની એક પણ વસ્તુ સાથે લેઈ જઇ શકવાના નથી. અન્તકાળે, સત્કર્મ, સત્ચરિત્ર, અને ભક્તિને લીધે એવો પ્રકાશ ઉદ્ભવશે કે જેથી તમને આનંદ થશે, અને સતત સુખના માર્ગ તરફ જવાશે.

૧૦૬ જો તમે કોઈ દુષ્કર્મ કર્યું હોય, પાપાચારી

થયા હો, ખોટું કર્યું હોય, તો તે માટે પશ્ચાત્તાપ કરજો. બહુ મોડું ન થાય તેટલામાં પશ્ચાત્તાપ કરી ભવિષ્યમાં એવું ન થાય એ માટે નિશ્ચય કરજો, અને તમને તમારા ગુન્હા માટે ક્ષમા મળશે.

૧૦૭ મનુષ્ય જાતનું કેટલું હિત કરી શકો એમ છો અને તેને માટે કેટલું કર્યું, તેનો દર સાંજે વિચાર કરવો. માત્ર પોતાનુંજ સાચવી જીવન ગાળવું નહિ, કારણ કે તેથી કિંમતીમાં કિંમતી મનુષ્યાવતાર એળે ગુમાવ્યો કહેવાશે. ધારે તો દરેક મનુષ્ય જનસમાજનું હિત કરી શકે છે. પરસ્પર સાહાય્ય અને સહાનુભૂતિ શિવાય જગતમાં રહેવાયજ નહિ. ગૃહકાર્ય, અને સમાજના વ્યવહારમાં આપણે એક બીજાને સાહાય્ય કરીએ છીએ, તો પછી સાર્વજનીક અને અધ્યાત્મિક કામોમાં એજ નિયમ શા માટે ન લાગુ પાડવો? દુનિયામાં તમારી પ્રજાને સારી કહેવડાવી હોય,

તો જે સમાજના તમે અંગભૂત હો, તે સમાજને સુધારો, અને કાળને અનુસરીને ચાલો. ધમકી કે છૂટા પડી કરો તેના કરતાં સમજાવટ, અને અંગત દૃષ્ટાન્તથી સારૂ કરી શકશો. (૨) બીજી પ્રજાના દાખલા આપી ઐહિક સુખ મેળવવાનો સન્માર્ગ તમારા બન્ધુઓને દર્શાવો. (૩) એમની અધ્યાત્મિક ભૂમિકા બરાબર ખેડો. નેતાઓના વર્તન પ્રમાણેજ જનસમૂહ વર્તશે. તેટલા માટે જૂદી જૂદી જ્ઞાતિના અગ્રણીઓ! જૂદી જૂદી સંસ્થાઓના પ્રચાલકો! જો તમે તમારા બન્ધુઓને સુધારવા માગતા હો તો પ્રથમ જાતને સુધારો, તમારૂં અંતઃકરણ વિશુદ્ધ કરો, વર્તન અને વિચારમાં એકતા કરો, નિર્દોષ ચારિત્ર પ્રાપ્ત કરો, અને પછી તમારા ચારિત્ર રૂપી દીપના પ્રકાશમાં જગત ભલે ચાલે. જૂદી જૂદી ધર્મ સંસ્થાના ધર્મ ગુરૂઓ અને આચાર્યો જનસમાજ ઉ-

પર ઘણો ઉપકાર કરી શકે એમ છે, અને પોતે શુદ્ધ જીવન ગાળી અનેક મનુષ્યોને પાપથી બચાવી શકે એમ છે. તેઓ અધ્યાત્મિક કૃષિકારો—ખેડુત—છે. બીજ ઉગે એટલા માટે સારી જગામાં વાવવાં જોઈએ—સારી રીતે વાવવાં જોઇએ અને સારૂં ખેડાણ કરવું જોઇએ.

૧૦૮ જૂદા જૂદા દેવોનાં ચરિત્રનો અભ્યાસ કરો, તેમના ઉચ્ચ જીવન ઉપરથી શિખામણ લો અને તેમના સદ્દગુણો તમારા હૃદયમાં દાખલ કરો. આપણે આપણાં પોતાનાંજ કર્તવ્યોથી આપણાં જીવન સારાં અથવા માઠાં બનાવીએ છીએ.



## મહાત્મા પાઇથેગોરાશનાં નીચેનાં સૂત્રો દર સાંજે સંભારતા રહેજો.

આખા દિવસમાં જે જે કાર્યો કર્યાં હોય તેમને ત્રણ ત્રણ વાર સંભારૂં નહિ ત્યાં સુધી શાન્ત નિદ્રા ન આવે એમ ઇચ્છુ છું.

આજે હું ક્યાં ગયો હતો? જ્યાં જ્યાં ગયો હતો, જે જે સાંભળ્યું હતું અને જે જે જોયું હતું તેમાંથી શું શિખ્યો?

આજે મને વધારે જ્ઞાન શું મળ્યું જે જાણુવા જેવું હતું?

અનુકરણુ કરવા લાયક આજ એવું કયું કામ કર્યું?

એવી કઈ વસ્તુ વાસ્તે વાસના હતી અને જે વાસના કાઢી નાખવી જોઇએ?

આજ કેટલાં કર્તવ્યો કરવાં રહી ગયાં?

આજ કેટલા દોષો કર્યા?

આ આત્મ પરીક્ષા કર્યાથીજ ઇશ્વર અને સદ્‌ગુણુનો રસ્તો મેળવી શકાય છે.

## વિદ્યાર્થી માટે બાર નિયમો.

૧. રાજકિય ચર્ચામાં ન પડવું.
૨. કોઈની ખાનગી વાત ઉઘાડી ન પાડવી.
૩. કોઈની સાથે તકરાર ન કરવી.
૪. સરખામણી ન કરવી.
૫. કોઇને માટે ખરાબ અભિપ્રાય બાંધવા નહિ.
૬. ખરાબ સંગત ન કરવી.
૭. દુર્ગુણને ઉત્તેજન ન આપવું.
૮. ખાતાં બહુવાર ન કરવી.
૯. આખો દિવસ દુઃખનાં રોદણાં રડયા ન કરવાં.
૧૦. શરત ન કરવી.
૧૧. હંમેશાં સાચું બોલવું.
૧૨. નિરંતર પ્રભુનું ભજન કરવું.

## આંખ સાચવવા માટેના નિયમો.

(૧) ઝાંખા અજવાળામાં વાંચવું નહિ તેમજ અભ્યાસ ન કરવો.

(૨) દીવો આગળ, કે પાછળ ન રાખતાં બાજુમાંથી પ્રકાશ પડે એમ રાખવો.

(૩) સૂતા સૂતા વાંચવું નહિ.

(૪) થાક લાગ્યો હોય ત્યારે વાંચવું નહિ.

(૫) આંખની પાસે ચોપડી રાખી બહુ વાર સુધી વાંચવું નહિ.

(૬) ચોખ્ખી રીતે સફાઇદાર છાપેલા પુસ્તકોનો ઉપયોગ કરવો.

(૭) મદ્ય, અને તંબાકુનો ત્યાગ કરો, કારણ કે તેથી આંખો બગડે છે.

(૮) પુરતી ખૂલ્લી હવામાં કસરત કરવી.

(૯) મેજ ઉપર વાંચવાની ટેવ હોય તો મેજ ઉપર લીલા રંગનું કપડું પાથરી રાખો.

૧૦) દીવા ઉપર ઢાંકણુ રાખો, અથવા લીલા રંગનો પડદો રાખો.

૧૧) માનસિક, અને શારીરિક કેળવણી તરફ ધ્યાન આપો.

(૧૨) અગ્નિ પાસે બેસી વાંચવામાં નુકશાન છે.



## એટલું તો નિર્વિવાદ છે કે

જેના અજ્ઞાનરૂપી પડળ ખુલ્લા થવાના હોય, દેશનો, કોમનો અને સ્વનો ઉદય એજ જેનો જીવન ઉદ્દેશ હોય, ઉંચી સ્થિતિએ ચડી કાંઇ પણ કીર્તિના કામો કરવાનું જેના નશીબમાં હોય, સંતાનોને દેશના વીરો બનાવવાનો જેનું નિશાન હોય, અને છેવટે આ અસાર સંસારને છોડી મુક્તિ મેળવી જીવન સાફલ્ય કરનાર હોય તેનેજ ઉત્તમ પુસ્તકો વાંચવાનું મન થાય છે.

વાંચવા વિચારવા અને મનન કરવા લાયક ઉત્તમોત્તમ પુસ્તકો તૈયાર છે.

## આત્માવબોધકુલક યાને

## આત્મજ્ઞાન.

અનુભવ રત્નચિંતામણી, અનુભવ સિદ્ધસ્વરૂપ;
અનુભવ માર્ગ મોક્ષનો, અનુભવ કેવળરૂપ.

## સંસારના ભયનો જય અને મોક્ષની પ્રાપ્તિની ખાતરી અનુભવ જ્ઞાનથીજ થાય છે.

મૂળ ગ્રંથકાર **શ્રીમદ્ જયશેખરસૂરી.**

સંસ્કૃતમાં છાયાકાર બનારસ પાઠશાળાના એક **વિદ્યાર્થી**, ગુજરાતમાં શબ્દાર્થ રૂપ અનુવાદ કરનાર એક **મુનિરાજ**, વિવેચનકાર સુપ્રસિદ્ધ વક્તા **પંડિત લાલન.**

ઉંચા કાગળ, સુંદર છપાઈ, પાકું સુંદર પૂઠું, છતાં કિંમત માત્ર આઠ આના, પોષ્ટેજ ખર્ચ જુદું.

પંડિતશ્રીનાં બનાવેલ **પુસ્તકોનું યશોગાન** કરનાર તથા દરેક જૈન વ્યક્તિને વાંચવા આમંત્રણ કરનાર મહા મુનિરાજો અને વર્તમાન **પત્રોના નામના પરિચય.**

ગ્રંથની અનુક્રમણિકા અથવા ગ્રંથમાં આવેલા ઉત્તમોત્તમ આત્મજ્ઞાનના **અપૂર્વ વિષયોમાંથી** માત્ર થોડાક વિષયોનું **દિગ્દર્શન.**

આત્મબોધ શાથી થાય છે? આત્માને જાણનારની સ્થિતિ કેવી હોય? આત્મજ્ઞાનથી કેટલો

ફાયદો થાય છે? દેહ કેવો આત્માહીન છે? શું સ્ત્રીની અભિલાષાવાળો મન વશ કરી શકે? કુટુંબનું મમત્વ કેવું છે? જોતો ખરો, તારૂં અંતરંગ કુટુંબ કેવું છે? **પંડિત લાલન** પોતાની આઠ સ્ત્રીઓને શું ઉપદેશ આપે છે? આત્મસ્થિતિનો વિચાર કરતાં શું થશે? મોક્ષનગરનું રાજ સહેજમાં કેમ પ્રાપ્ત થાય? કયું એકજ કાર્ય કરવું? વિગેરે અનેક આત્મજ્ઞાન થાય તેવા વિષયો આ પુસ્તકમાં છે. જેઓને મોક્ષનગરનું રાજ્ય મેળવવું હોય **તેઓએજ** આ પુસ્તક **વાંચવું.**

## પંડિતશ્રીની કૃતિનાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ | જૈનમાર્ગ પ્રારંભ પોથી ભાગ ૧ | ... | ૦–૧–૦ |
| ૨ | ” ” ૨ | ... | ૦–૧–૬ |
| ૩ | જૈનમાર્ગ પ્રવેશીકા ભાગ ૧ | ... | ૦–૨–૦ |
| ૪ | ” ” ૨ | ... | ૦–૩–૦ |
| ૫ | ” ” ૩ | ... | ૦–૪–૦ |
| ૬ | શ્રી પરમજ્યોતિ પંચવિંશતી | ... | ૦–૮–૦ |
| ૭ | નયકર્ણિકા ... ... | ... | ૦–૬–૦ |

**સદ્વક્તા**–આવૃત્તિ બીજી. છટાદાર ભાષણ કરવાની રીત. આ ગ્રંથ માટે મરહુમ સાક્ષરરત્ન મણી·લાલ નભુભાઈ બી. એ. અને વર્તમાન પત્રોએ એકીઅવાજે પ્રસંશા કરી છે, અને સાથે જણાવ્યું છે કે આવું ઉત્તમ પુસ્તક ગુર્જર ભાષામાં હજી એક પણ બહાર પડયું નથી. આ ગ્રંથ દરેક વ્યક્તિ અવસ્ય વાંચશે. ૦—૧૨—૦

મુનિ મહારાજ શ્રી રાજવિજયજી, મહારાજ શ્રી હંશવિજયજી, મહારાજ શ્રી ભક્તિવિજયજી, મહારાજ શ્રી કાંતિવિજયજી પ્રવર્તક, મહારાજ શ્રી કર્પુરવિજયજી, મહારાજ શ્રી મણિવિજયજી, તથા શ્રી નાનચંદજી અને ગુજરાતી ભાષામાં નિકળતાં વર્તમાનપત્રો એકી અવાજે પંડિતશ્રીની કૃતિના પુસ્તકોને વખાણે છે અને દરેકને વાંચવા ભલામણ કરે છે.

પંડિતશ્રીનાં તમામ પુસ્તકો મળવાનું ઠેકાણું.

**મેસર્સ મેઘજી હીરજીની કંપની.**

પાયધુની નં. ૫૬—**મુંબઈ.**

## માત્ર થોડી નકલોજ બાકી છે.

# વિદ્યાચંદ્ર અને સુમતિ.

### ( સુંદર દીલાકર્ષક ૧૨ ચિત્રો સહીત. )

### (અત્યંત પ્રશંસા પામેલી રસીક નવલકથા.)

### ( સંસાર ચરિત્રનું અદ્‌ભુત દિગ્‌દર્શન. )

દરેક માણસે અવશ્ય વાંચવા, વિચારવા અને મનન કરવા લાયક ગૃહ લાયબ્રેરીના આભૂષણ રૂપ મોટું રોયલ બાર પેજી ૩૭૭ પાનાનું, પાકી સુંદર બાઇંડીંગ વાળું, દળદાર પુસ્તક જેની મૂળ કિં. રૂ. ૧-૮-૦ છે, તે વાંચનનો શોખ વધારી બાળલગ્ન, વૃદ્ધ વિવાહ અને કન્યા વિક્રયના દુષ્ટ રિવાજોને દેશ નિકાલ કરવાના ઉચ્ચ ઉદ્દેશથી ઘટાડીને રૂ. ૧-૦-૦ ફક્ત રાખેલ છે.

આ પુસ્તકની દશ હજાર જેટલી નકલો ફક્ત થોડાજ મહીનામાં ખપી જવા આવી છે. તેજ તેની ઉપયોગીતા દર્શાવવાને પુરતું છે. એ પુસ્તકના ફેલાવવા માટે જુદા જુદા સહૃદય સજજનો તરફથી રૂ. ૫૦૦૦ જેટલી રકમ મદદ રૂપે આપેલી છે જે તેના માટે લોક લાગણી બનાવવાને પુરતુ છે.

**૧. પ્રેમથી મુક્તિ**—સુપ્રસિદ્ધ વક્તા મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજી કૃત. એ નામનું પુસ્તક ખાસ વાંચવા, વિચારવા અને મનન કરવા જોગ છે. તેમાં પ્રેમના પૃથક્કરણપૂર્વક મુક્તિની સાધનામાં પ્રેમ કેટલે અંશે ઉપયોગી છે, તે ઘણીજ અસરકારક અને બળવાન દલીલોથી પુરવાર કર્યું છે. જૈન તેમજ જૈનેતર વિચારકો કિંવા વિદ્વાન પુરૂષો એક સરખા પ્રેમ અને ઉત્સાહથી વાંચી શકે એવો રસ અને પ્રબંધ ફતેહમંદ રીતે સાચવ્યો છે **પુસ્તક માટે અનેક ઉત્તમોત્તમ અભિપ્રાયો મળ્યા છે. ૦–૮–૦**

**૨. લેખ સંગ્રહ**—ઉક્ત પ્રસિદ્ધ વક્તા મુનિમહારાજશ્રીની તેજસ્વી લેખિનીથી આજ સુધીમાં લખાયેલ તમામ લેખોનો સંગ્રહ આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યો છે. તેમાં જૈન સમાજના તથા આર્ય પ્રજાના આવશ્યક ધાર્મિક નૈતિક તથા સામાજીક પ્રશ્નો વિષે પૂર્ણ સ્વતંત્રતા તથા વિદ્વતાપૂર્વક ઉહાપોહ કરવામાં આવ્યો છે. દરેક જૈને તેની

એક પ્રતિ અવશ્ય રાખવી જોઇએ. પાકું સુંદર પુઠું ૦-૧૨-૦.

**૩. ધર્મબીન્દુ**—(શ્રી હરિભદ્રસૂરી કૃત) ભાષાંતર કર્તા મણીલાલ નથુભાઇ બી. એ. ભાષાંતર કર્ત્તાએ સ્વતંત્ર રીતે અને વિશાળ દૃષ્ટિએ વિવેચન કર્યું છે, જે જમાનાને બોધ આપવાને અતિ ઉપયોગી છે. પૃષ્ટ ૪૫૦ પાકું બાઇન્ડીંગ. કીં. રૂ. ૨-૦-૦ છે.

**૪. રાજકુમારી સુદર્શના યાને સમળી વિહાર**—મૂળ ગ્રંથ કર્તા ચિત્રવાળા ગચ્છિય શ્રીમાન્ દેવેંદ્રસૂરિ. ભાષાંતર કર્તા પન્યાસ **કેશરવિજય ગણી. આ ગ્રંથમાં શું વાંચશો**—સિંહલદ્વીપમાં જન્મેલી રાજકુમારી સુદર્શનાને પોતાનો પૂર્વભવ સ્મરણમાં આવે છે, અને તેથી ભરૂચ શહેરમાં આવે છે, અને પોતાના પૂર્વભવના સ્થાનમાં એક વિહાર બનાવે છે, જેનું નામ સમળીવિહાર પાડવામાં આવે છે. આ મૂળ કથાનકને એવી તો રસ ઉપજાવે તેવી રીતે ગુંથવામાં આવ્યું છે કે વાંચકવર્ગ તે આગળ ને આગળ વાંચવા દોરવાય છે. ૨૮ ફર્મા ૪૫૦

પાનાનું, પાકા બાઇન્ડીંગનું આ ચરિત્ર પુસ્તક છે, છતાં સર્વ કોઇ લાભ લેઇ શકે, તે માટે તેની કીં. માત્ર આઠ આના રાખવામાં આવી છે.

**૫. સિદ્ધાંત સાર ઉર્ફે તેરાંપંથીની ચર્ચા—**
૩—૦—૦.

**યોગ દીપક**—કર્તા યોગનિષ્ટ મુનિ બુદ્ધિસાગર. જૈનોએ જ્ઞાનદર્શન અને ચારિત્ર એ ત્રણ યોગને મુખ્ય માન્યા છે. યોગનો મુખ્ય ઉદ્દેશ આત્માની શુદ્ધતા કરવાનો છે. યોગના આઠ ભેદ છે વગેરે વર્ણન આ ગ્રંથમાં છે. ૦-૧૪-૦

**૬. જ્ઞાનોપદેશ**—ગમે તેવા દુઃખી માણુસને સુખી બનાવનાર આ પુસ્તક છે. પ્રથમ કિંમત રૂપીઓ એક હતી. ગ્રંથ અતિ ઉપયોગી હોવાથી અધ્યાત્મના ઉંચ જ્ઞાનથી ભરપુર હોવાથી અને કેટલાક ગૃહસ્થોની કિંમત ઘટાડવા મદદ મળવાથી તેની કિંમત માત્ર છ આના રાખી છે, દરેક વ્યક્તિ અવશ્ય લાભ લેશે. વહેલો તે પહેલો. ૦—૬—૦

૭. પ્રવૃત્તિ-નિવૃત્તિ—લેખક શ્રી ચારિત્રવિજયજી મહારાજ. પૂર્વ તથા પશ્ચિમના દેશોમાં પ્રવૃત્તિ તથા નિવૃત્તિ વિષે જે ભૂલભર્યા વિચારો પ્રવર્ત્યા છે તેનો આ ગ્રંથમાં પ્રૌઢ-શૈલીથી ઉહાપોહ કરવામાં આવ્યો છે. લેખકનું માનવું એવું છે કે હિન્દવાસીઓ પ્રવૃત્તિનો યથાર્થ આશય નહિ સમજી શકવાથી આજે ઉદ્યોગહીન તેમજ દરિદ્ર બની ગયાં છે.

શ્રીમદ્ રાજચંદ્ર જે પ્રવૃત્તિને એક સ્થળે "સાધન બહુ બંધન થયાં" એ નામથી વ્યવહરે છે તેનું પ્રકારાંતરે સ્પષ્ટિકરણ કર્યું છે, અને જેઓ માત્ર બાહ્ય ક્રિયાઓમાંજ પરમ નિવૃત્તિ માની બેઠા છે, તેઓને વાસ્તવિક નિવૃત્તિની યોગ્ય સમજ આપવામાં આવી છે. દરેક વ્યક્તિને ખાસ વિચારવા જોગ વિષય છે. મૂલ્ય ૦—૬—૦.

મળવાનું ઠેકાણું:-

**મેસર્સ મેઘજી હીરજીની કંપની.**

પાયધુની નં. ૫૬૬-મુંબઈ.

## ગઝલ.

કચેરી માંહિં કાજીનો,
નથી હિસાબ કોડીનો;
જગત કાજી થઇને તું,
વહોરી ના પીડા લેજે.
+ + + + +
ઘડી જાયે ભલાઈની,
મહાલક્ષ્મી ગણી લેજે;
+ + + + +
કટુ વાણી સુણે જો કોઈની,
વાણી મીઠી કહેજે.
પરાઈ મૂર્ખના કાજે,
મૂએ ના ઝેર તું લેજે;
રહેજે શાંતિ સંતોષે,
સદાએ નિર્મળે ચિત્તે.
+ + + + +
શ્રીયુત બાલાશંકર ઉલ્લાસરામ.

# શ્રી શ્રાવિકાભૂષણ ભાગ ૧-૨-

કિ. રૂ. ૪-૪-૦.

આ પુસ્તકો ઘણીજ સરળ અને શૈલીમાં લખવામાં આવેલ છે અને તે દરેક કાએ વાંચી મનન કરી પોતાની સાથેજ યોગ્ય છે.

× × × × ×

વ્યવહાર મુજબ જે મોટા કરીઆવર દરેક ગૃહસ્થો પોતાની બ્હેનો તથા દીકરીઓને કરે છે તેમાં જો આવાં પુસ્તકોનો જથ્થો આપતાં હોય તો તેઓનું જીવન ઘણું સુખીઉં નીવડે અને દરેક શ્રાવિકા વિધારૂપી અલંકારથી સુવર્ણ અલંકાર કરતાં વધારે સુશોભિત દેખાય.

તા. ૯-૭-૧૧.
મુંબઈ.

લી. બન્ધુ,
**મણીલાલ હાકેમચંદ ઉદાની**
ના જયજીનેંદ્ર સ્વીકારશો.